આપે છે. તેમ જય-વિજયના માગવાથી સનકાદિકો પણ એને અવતારે અવતારે અવતાર ધરી દર્શન દેવા વચન આપે છે.

આ શાપને યોગે તેઓ સત્યયુગના સધ્યાકાળે કશ્યપ રૂષીને ઘેર દીતીને પેટે અવતાર લે છે.

શાપને પ્રભાવે અધર્મજ આદરવા અવતરેલા આબે પ્રચંડ પરાક્રમી ભાઇઓના નામ હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ છે.

મોટા થતાજ આ બે ભાઇઓ ધર્મનો નાશ કરવા અવનિમાં મોટો ઉત્પાત મચાવવા માંડે છે એવામાં મોટાભાઇ હિરણ્યાક્ષની તો વરાહ અવતાર ધારી વિષ્ણુ ભગવાન ભેટ લઇ લે છે

મોટા ભાઇનુ વિષ્ણુને હાથે મૃત્યુ થયેલુ જાણી હિરણ્યકશિપુ વિષ્ણુ તથા સમગ્ર દેવોનુ નામ બ્રહ્માડમાથી બાળી નાખવાની પ્રતિજ્ઞા કરી અમરપદ મેળવવા અરણ્યમા બ્રહ્માપર તપ આદરવા જાય છે

આ તકનો લાભ લઇ ઇંદ્રિ હિરણ્યની ગર્ભવતી રાણીને હરી જાય છે. એવુ ધારીને કે ગર્ભનો નાશ કરવાથી એક ઉત્પન્ન થનાર અસુર ઓછો થાય પણ ત્યા નારદ, "તે ઉત્પન્ન થનાર ગર્ભ પ્રભુનો પરમ ભક્ત છે" એમ કહી તેના મનનુ સમાધાન કરે છે. અને ગર્ભવતી રાણીને પોતાની સભાળમા લે છે હિરણ્ય તપ કરી પાછો ફરશે ત્યારે સોપી આવીશ એવુ વિચારી પોતાના આશ્રમમા રાખે છે. ત્યા તેને પુત્ર પ્રસવ થાય છે તેનુ નામ પ્રલ્હાદ છે.

તે પ્રલ્હાદ મૂળમા તો જય-વિજયને પોતે અવતાર ધારી દર્શન દેવા વચન આપનાર સનકાદિક મહાત્માઓ, અને વધારામાં વળી નારદ જેવા ભગવાનના પરમ ભક્તનો સહવાસ સેવ્યો, એટલે ટુંક સમયમા તેના હ્રદયમા પ્રભુ ભક્તિના મજબૂત મૂળ બેસી ગયા.

ઉગ્ર તપ આદરી બેઠેલા હિરણ્યને બ્રહ્મા પ્રસન્ન થઈ ઇચ્છીત વર આપે છે

## અંક બીજો.

ઇચ્છીત વર વરી, સ્વર્ગને સ્મશાન કરી, દેવનાઓનો દાટવાળી આવેલા હિરણ્યના આનદમા નારદ આવી પુત્ર સહિત રાણીને સોપી વધારો કરે છે.

ઉમ્મર લાયક થયેલા પ્રલ્હાદને હિરણ્ય, રાજ્યનીતી શીખવા શુક્રાચાર્ય નાનના રાજ્ય ગુરૂની નિશાળે મોકલે છે પણ જેને નારા-

ચણુ નામની લગ્નિ લાગી હોય તેને બીજી શી નીતી ભવી ગમે ? પ્રલ્હાદ બીજા નીશાળીઆઓને પણ એ લેહ લગાડે ને નિશાળ આખો દિવસ નારાયણના ગુણ ગાનથી ગજાવ્યા કરે છે જે દાનવ પતિના રાજ્યમા ધર્મ કર્મ યજ્ઞ યાગ સર્વ બધ કરી દેવામા આવ્યાં હતા, જે દાનવ પતિના રાજ્યમાં ભૂલ્યે ચુકયે નારાયણ શબ્દનો ઉચ્ચાર કરનારને ગરદન મારવામા આવતો હતો ; તેના પુત્રની આ સ્થિતિ જોઈ ગુરૂ ગભરાય છે પિતાના શત્રુનુ નામ મૂકી દેવા પ્રલ્હાદને ઘણુ સમજાવે છે પણ સર્વ ફોકટ તેથી છે લાચાર થઇ તેને હિરણ્ય પાસ લઇ જાય છે ને તેની સ્થિતિ સબધી ફરીયાદ કરે છે હિરણ્ય તથા રાણી પણ વિષ્ણુનુ નામ મૂકી દેવા પ્રલ્હાદને ઘણુ સમજાવે છે છતા જ્યારે તે નજ સમજતો ત્યારે શત્રુને શરણે ગયેલા શીશુને શત્રુરૂપ માની તેના શીરચ્છેદ કરવા, હિરણ્ય ચડાળોને સ્વાધીન કરે છે.

ચંડાળોના હાથમાથી એકના નવ પ્રલ્હાદ દેખાડી પ્રભુ તેનુ રક્ષણ કરે છે.

એક બાજુ જ્યારે આ કરૂણામય શાત રસની જમાવટ થાય છે ત્યારે વચમાં એક હાસ્ય રસનો પણ ભાવ ભજવાયછે તે એ છે કે હિરણ્યનો દરબારમા વિષ્ણુની ખોળ કાઢવા સબધી ચર્ચા થતાં શબૂક નામના હિરણ્યના સેનાપતિ, અને ગામોટને નામે ઓળખાતા હિરણ્યના મસ્કરા વચ્ચે એમાથી બળિઓ કોણ ' એવી તકરાર થાય છે આ તકરારને નછવા ગણી હસા કાઢી શબુકને વિષ્ણુની ભાળ લાવવાનો, અને વિદુષકને તેનામા કઇ જાતનુ બળ છે તે કરી બતાવવાનો હિરણ્ય હુકમ કરે છે આના પરિણામમા શબુક વિષ્ણુને ખોળવા નીકળે છે ત્યા વિદુષકની પ્રપચ જાળમાં પકડાઈ ગધેડા ઉપર બેસે છે ને મૂર્ખ બને છે

## અંક ત્રીજો.

મારાઓના હાથમાંથી બચેલા પ્રલ્હાદને ફરી પીડા કરી અથવા તો બીજે કોઈપણ પ્રકારે વિષ્ણુનો પત્તો મેળવવા હયગ્રીવ નામના પ્રધાનને હિરણ્ય હુકમ કરે છે.

૭

પ્રલ્હાદને ન રંજાડતાં વિષ્ણુની ભાળ લેવાની હિમ્મતમાં હયગ્રીવ હારે છે ને વિદુષકની ગામોટ વિદ્યામાં એ બાપનો બનો ગાંડામાં ગણાયછે

પછી પ્રલ્હાદને પીડવાનો પ્રારંભ કરે છે પ્રથમ પર્વતના શિખરપરથી ઉંડી ખીણમાં પ્રહ્લાદને ફેંકવામાં આવે છે ત્યાં પણ જગ કર્તાની કરૂણાથી તે ખીણને બદલ ફૂલના ઝુલામા ઝુલતો જોવામાં આવે છે

ત્યાર પછી બળતી ચિતામાં નાખે છે, ત્યાંપણ નાગાયણ વર્ષા વર્ષાવી ચાતાને શીતળ કરી નાખી ભકતની ભીડ ભાગે છે.

આવાં આવાં મહાન સંકટોમાથી પ્રહ્લાદનો બચાવ થતો જોઇને પણ અજ્ઞાની હિરણ્યની આંખ ઉઘડતી નથી તે શંકિત થાય છે કે, માણસો બાળક જાણી, દયા ખાઇ પ્રહ્લાદને છોડી મુકે છે ને મને આ સર્વ ખોટુ સમજાવવવામા આવે છે તેથી છે-વટ તે પોતાને હાથે પ્રલ્હાદને ઉભો રાખી ખડ્ગ હાથમાં લઇ પૂછે છે. વિષ્ણુ કયા છે? પ્રહ્લાદ કહે છે "વિષ્ણુ મયજ જગત છે" હિરણ્ય પુછે છે "આ દરબારમા છે? આ દરબારમાંના સ્થંભમાં છે? પ્રલ્હાદ કહે છે હા "સર્વમાં બીરાજી રહ્યા છે" આ ઉત્તર સાભળતાજ વિષ્ણુનો કટ્ટો વેરી ક્રોધથી કાંપતો હુંકારથી દરબારને હલમલાવતો, સ્થંભને કયાં છે વિષ્ણુ? એમ કહી મુક્કા મારવા ધસે છે કે બ્રહ્માંડને કંપાવે એવા ભયંકર કડાકા સાથે સ્થંભ ફાટે છે ને નૃસિંહ રૂપે ભગવાન પ્રગટી હિરણ્યને પકડી, પૃથ્વીપર પટકી, ચીરી તેના આંતરડાની માળા પોતાના કંઠમાં આરોપે છે હિરણ્યન પ્રભુ દર્શનથી પૂર્વ જન્મનુ સ્મરણ થાય છે

સદા સમીપ રાખવા પ્રભુને પ્રાર્થના કરે છે. બ્રહ્મા મહેશ, નારદ, સનકાદિક આદિ દેવો સર્વે પ્રભુને રૂદ્ર રૂપ સમાવવા પ્રાર્થના કરે છે છેવટ પ્રલ્હાદની પ્રાર્થનાએ શાન્ત થાય છે પ્રલ્હાદની પિતાની મુકિત માટેની બીજી પ્રાર્થનામા પ્રભુ, "હિરણ્યને હરિ ધામ ક્યારનુ મળી ચુકયુ અને તું તારા પિતાની ગાદી ભોગવી ધર્મનુ પૃથ્વી ઉપર સંપુર્ણ સ્થાપન કરી મારી પાસે આવજે" એમ કહી પ્રલ્હાદ જેવા પુત્રને પ્રસવ આપો પુત્ર વાત્સલ્ય સાથે પતિ પરાયણ રહેનારી હિરણ્યની સતી રાણીને ધન્યવાદ આપી પ્રલ્હાદને રાજ તાજ પહેરાવે છે. વિજયની નોબતો ગગડેછે ને આકાશમાથી પુષ્પ વૃષ્ટિ થાયછે.

# શ્રી નૃસિંહાવતાર

અથવા

## વૈર ભાવે ભગવાન્.

---

સુત્રધાર નટી— ૨

ગુણ ગાવા ઇચ્છુ
કર ઝાલો પ્રભુત હુ દીન—ગુણ
નવ રસ મય હરિ ભક્ત કૃપા કરી
ભક્તિ દશમ રસ કીન—કર
શ્રી નરસિંહ દયા કટાક્ષ લહિ
રહો પામી જગત સુખ લીન—કર.

નટી— ૩

સુખકર મલિયાગર મ્હેકેરે
કલિ કલિપર ભમરા બ્હેકેરે—સુખકર
શીતલ સમિર વહે સુખકારી
તાપ હરે તનના પલકેરે
ચંદ્ર કલા નિરખી ઉલસે મન
ગ્રીષ્મ રાત રસ બ્હેકેરે—સુખકર.

વિદુષક— ૪

કહ્યુ મારૂ જો માન, તારૂ થાશે કલ્યાણ, ઘેલા મૂકીદે ગંભીર જ્ઞાન;
જો હોય દામ તણુ કામ, લેવુ જ્ઞાનનુ ન નામ, ઘેલા મૂકીદે
ગભીર જ્ઞાન—કહ્યું.

કોઇ લટકાળી લાવ જો આમ, ચટકે મટકે ચલાવ જો આમ,
નેણુ નખરે નચાવજો આમ, સ્વામી સગેરી સાવજો આમ;
મધુર શબ્દે મનાવ જો આમ, રસીલી માનો, છબીલી માનો,
રંગીલી માનો;
હુ છુ આપ તણો ખાસ, ચરણદાસ, રાખો પાસ,

માફ માગુ માનેતી ધરો ધ્યાન કાં ન ?—રે ઘેલા
જાણ્યા એ તો તમને ને જાણી તમારી પ્રીત
ભોળી બાળાને ઠગવા વાહ શી શીખ્યા છો રીત
આમ કહેતા મોહીની મલકાવ આમ,
હડ હારી કથ કોટે લગાવ આમ,
ગોરા ગાલે ચમ્મુ ચુમ્બન કરાવ આમ,
ટપટપ તાળીઓનુ માન મળે માન--ઘેલા

સૂત્રધાર—

૫

વિજય વાણુનો ન પંડિતોએ જાણે
તો શુ તુ ન્હુ વખાણે કે વખાણે ?
જે મહત્વ ગુણની અનંત ખાણે
સનકાદિકો ન પામે તે પ્રમાણે

૬

સનક સનત્કુમાર, સનંદન સનાતન -
અવિનાશી ઇશ્વરે !
આશા નિરંજન ખાસ નિરંતર, હામને અંતર વાસ કરે—અવિનાશી
તારક ત્રિલોક ! તુજ અગાધ ગુ ગાઇએ ગુણ ?
અકળ, સકળ, ગતિ અતિ વિશ્વપતિ
દે મતિ એવા, વૃત્તિ રહે તુ ચર્ણ ભૂધરે !—અવિનાશી

સનંદન—

૭

બહુ સુખમા છે ઘરબાર દુખો ન લગાર, ધર્મપર ચાલે,
સતજુગ સમરથ સંત ઉપર સર્વને પાળે
સૌ સુએ ઉઘાડે દ્વાર, વણજ વેપાર વચન પર ચાલે;
જન મન રમતા ભરપૂર ભરેલા વ્હાલે
કરનો છે નહિ ભાર, પ્રજા પોકાર, કદી ના સાલે,
રાજા સૌ સૌને પિતા સમુ સુખ આલે
યમનો નથી અવળો કાર, નહિ કોઇવાર મરાય અકાળે,
માગ્યા મે વરસે પિડાય કો ન દુકાળે
યજ્ઞ ધૂમની ધાર, ઉપર નરનાર, ઇદ્રપૂર મ્હાલે,
નિત જ્ઞાન યોગ વેદાન્ત ભક્તિ ફળ ફાલે

સનક— ૮

હું ભમ્યો દેવ દરબાર, ન પામ્યો પાર, દેવ શા હાલે;
બધું પૂછ્યું વિચારે મન છે ચિન્તા ભાલે.
ઝાંખા સૌ હીરાહાર, દીપની હાર ગ્રસી જાય કાલે;
કલિ ભરતો કાને કાન નવિન સવાલે.
કહે કાલ ઉપર હું સ્વાર, થશે સહાર. દાવ છે કાલે;
સતજુગ સંધ્યામાં જગ છે મુજ હવાલે.

નારદ— ૯

રટ નારાયણ રટ નારાયણ
નારાયણ-ટ પ્રેમરસે –રટ.
ભવ ભમણા શમણા સરખી
હરિ નામ લખી નિ શેષ ખસે—નારાયણ રટ પ્રેમ રસે –રટ
હરિ બહુ નામા પૂર્ણ અનામી નામ નામ સુખ સંપત્ત જામી
મતિ નવ પામો પાર વિરામા શાન્તિ રહો હરિ અંતર જામી-રટ

૧૦

સનક, સનંદન, સનત્કુમાર, સનાતન, નારદ.—

ચાલો હર્ષે હાર દર્શે જઇએ તમામ
કેશવ કરૂણાનો દ્રષ્ટિમા કોટી કલ્યાણ—ચાલો
વિશ્વભરનુ વિશ્રામ ધામ સુદર ઘનશ્યામ—કેશવ—ચાલો.
નેત્રો સફળ થાશે દર્શે સફળ થાશે રસના રસેથી ગાઇ ગુણ ગાન.
ચાલોજી ચાલોજી ચાલોજી ચાલોજી બેટા ભયહારી ભોળા ભગવાન
કેશવ ચાલો.

વિષ્ણુ— ૧૧

હવે લાજતજો બ્રહ્મરાજ! સજો સુખસાજ અહીં રહી આજ
સનકાદિક—અપરાધ થયોછે અજાણે
ક્ષમા કરો મ્હેર કરી મહારાજ!
છોરૂ કછોરૂ થાય તે મુરબ્બી ન ધરે મન
ક્ષમા છેજ સર્વોત્તમ મહતનુ ભૂષણ
વિષ્ણુ ભાવી ન કોઇથી ભુસાવી શકાતુ
દૈવે રક્ષાતુ થાવાનુ થાતું નવ રોકાતું
(જેનો) કઇ ન ઇલાજ તેનો શોક શાકાજ!—હવે

કુરચપ— **૧૨**

જીવડી જોઇ ભરમાયા
શંકર જેવા સમર્થ તેપણ
મોહે લપટાયા
મોહિની રૂપ વિષ્ણુ માયા
જોતાં બની બેભાન
ખોયુ અમૃત દાનવ ડાહ્યા
સરસ્વતીની અદ્ભુત કાયા
નિરખી સ્વયંભૂ તાત
મોહ જ્વર તાપે અકળાયા.

કદતિ— **૧૩**

માનો રસીલા રસ વિનતિ છબીલા પ્રભુ!—માનો.
શોકના મ્હેણાનું સાલ ટાળો કૃપા કરીને
પુગે આ મારી પ્રેમની રતી—છબીલા!
છાસે શરીર છોલું પોઢું પર જો તોયે
આ રલોએ સુખની નથી ગતિ—છબીલા
પાણી ઉગળતાં હતો ન પરવાર સારે.
પરણ્યાતા દશમો શાને સતી—છબીલા

કુરયપ— **૧૪**

અધિ ના નચાવો પ્યારે નેન.
સમય સંધ્યાનો સખી! હરિને સભારોરે.
વેણુ વદો ન રસ દેણ,
જાગત દુખકર મેનરે—અધિં.

કરયપ— **૧૫**

ન જાણ્યુ રામે જે કનક મૃગ કેવો વન વિષે,
ન ધર્મે સભાર્યું વ્રત નિજ, રમ્યા દ્યુત સુરસે.
અહા! કલ્પે કલ્પે વિહિત વિધિએ તેજ બનશે,
થવાનુ પેલેથી મુનિ મન વિષે એમ વિલસે.

લક્ષિમ— **૧૬**

પ્રેમ કળા બલિહારી
રસથો હરિ તારી બહુ નરનારી—પ્રેમ.

પ્રેમે પોષણકારી
નિજ જન કેરા હો પર હિતકારી
મુજ -હદયે શ્રી મુરારી
ક્ષણ ક્ષણ ખેલે છે જાઉં વારી
અકળ કળા વિસ્તારી
મતિ નવ પામે હો મંદ અમારી
બહુ રમત વિહારી જગ આધારી—પ્રેમ.

વિષ્ણુ— ૧૭

રીસ માં ધર મન રામા ! મનમોહન અભીરામા
ચરણે બાંધેલો તવ સેવક રસધામા— રીસ.
માર તુ નયનો ધારે, લે વા -હદય પ્રહારે
ભર તન રતી—પતિ મારે, કર મનથી જે ધારે.
પણ કદિએ ન વિસારે, નેહ રસ નિત ઠારે
ના કપાવ કુસુમ આ મન હરણી સ્યામા--રીસ

ઈંદ્ર— ૧૮

રહાયરે હાય જુલમ થાય જુલમ,
સ્થળ સ્થળ પ્રતિ જુલમ જુલમ
ત્રાહીરે ચહત શ્રી પ્રભુ ! આપ ચરણ—રહાય.
ધર્મ ધામનુ ન નામ, અસુરોએ રાખ્યું જગ,
આ શો ઉત્પાત ધણી ધર્મ ધરણ—રહાય.

લક્ષ્મિ— ૧૯

સરજોરી મોરી માનો કન્હાઇરે—હો સરજોરી.
સરજોરી રતિ રસપર પ્રીતમ,
અણુ ન સહાય આ જુદાઇ—મોરી માનો·
આવો આવો આપ વિભુ વિજય વિરાજીત
હૃદયે રમાડુ સ્વામા ! ભાળુ છબ છાઇ--સરજોરી.

તારાંગના— ૨૦

અબ કાહેસે પ્રીત કરી ?
હમસે બલજોરા બલમા પ્યારારે ! અબ.
કરસે કર બગરી પકરીરે.

ચુરીયાં તરક ગઇ મોરી.
સાસ નનદ મોરી જનમકી બૈરન;
દૈબે દેંગી ગારી—અબ.

૨૧

શુક—

જામ જશ જગ, પામ પદ અડગ,
અસુર ગણુ અધીરાય રે—જામ.
જ્યાં સુધી રવિરાજ ઝળકે શશિ શિતળ અમી પાયરે,
શિતળ બની રહી છત્ર છાયા છત્રપતિ તુજ છાયરે—જામ
શક્તિ સહુ, સહુ સૃષ્ટિની ગળો, ભુપત તુજ ભુજ માંહ્યરે,
સર્વદા સહુ સ્થળ થકો હણુ વિજય ! વિજય ! વધાયરે-જામ.

૨૨

વિદુષક—

જોઇ મે સમણુામાં સુંદરી જબર જોબન જાદુભરી—જોઇ,
દમક ભરી, ચમક ભરી, ઠમક તણી ખાણ,
કુરબાન કુરબાન— જબર જોઈ.
નેણુ નચાવી મુખ મલકાવી બોલી મુજ કર ઝાલી;
તુ પ્રીતમ હુ આશા પ્યારા લે મુજ પ્રેમની તાલી
તાલીને બદલે તુરત એ મારો તમાચો ચાલી
આંખ ઉઘાડી જોઉ તો મારો સુતા કર્કશા કાળી—જબર

૨૩

દિતિ—

અહેવાતન આજ ગયુ.
પતિ જીવતે જગ સમશાન થયું—અહેવાતન.
હુ ન ગઇ પ્રિય તન પહેલી કાં ?
ઝુરવું જીવતાં લગી ભાગ્ય રહ્યુ—અહેવાતન.

* * * *

બાઈ તને તુજ પતિનાં શમણાં,
આરધુ મુજ અગ અપગ થયુ—અહેવાતન.
રાજ કરે તુજ પતિ સુખ રંગે,
સૂકે મુજ નેન ન આંસુ ભર્યુ—અહેવાતન.

* * * *

ગઇ કોમળ વધુ એ તન પાછળ,
ભ્રમરો સહ કમળ વિલીન થયુ—અહેવાતન.

હિરણ્ય— ૨૪

તાપ, પરિતાપ, જળપાત ઉતપાતને શીત સંતાપને શોષું અંગે,
તાતના તાતનું આદરૂ તપ હવે વેરનો જાપ જપતો ઉમંગે.
થાઉં અમરોથીએ અમર કે વૈર આ જીવતું જાગતું રે અભંગે
પામીવર આપથી માપ કરૂં વિશ્વનું બાંગીને સ્વર્ગ હું ખેલું રંગે
સૂર્યને ઓલવું, પવનને આંતરૂ ઈંદ્રને બાંધી રાખું પલંગે,
નામ રે વિષ્ણુનું ઠામ એકે નહિ લોક ત્રણ મારૂં એકી છલંગે.
ધાર વરસાવું સુરનારના નયનથી વારની મારી સુર સર્વ જંગે
એમ તર્પણ કરૂ પ્રાણુ અર્પણ થકી એ પ્રતિજ્ઞા ધરૂં આ પ્રસંગે.

રાણી— ૨૫

પતિ વિના કેવી પ્રેમદારે વિનતિ માનો
કેવું જળ વિણ જીવે માન ? મીન હમારોરે—વિનતિ.
શાને મહેલ મંદિર મને બાળવોરે ? – વિનતિ
મારે આપ સાં રિધ્ધને સિધ્ધ વિધ્ધ ન રાખોરે—વિનતિ
સાજણા થઈ શું વીસારસોરે—વિનતિ.
રાખો સાથ કહુ જોડી હાથ નાથ સલુણારે—વિનતિ.

ણી— ૨૬

કરતવ્ય ગતિ અતિ ન્યારી
જોતાં મતિ જાય છે હારી
વખત વખતના વિવિધ વેશ ધરનારી—કરતવ્ય.
હરિશ્ચંદ્ર હાથે નિજ રાણી.
કરતવ્ય કાજ વેચાણી
જોગી શિવ કરતવ્યે કર્યા સંસારી—કરતવ્ય.
કરતવ્યે પતિ વનવાસી
કરતવ્યે દૂર કરી દાસી
જીવ વિણ કરતવ્યે જીવિત્ રહી ધારી—કરતવ્ય

રાણી— ૨૭

ભાગ્ય કથા શું વખાણું દયાળુ કહું,—ભાગ્ય.
આમ રડવડતી હું અજાણી—દયાળુ.
લાખ હજાર હમારે મારે
માગણ તે રાજ રાણી—દયાળુ

હરિણ ગયો હરિણી બચ્ચાં લઇ
બેઠી ન ત્યાં વાઘે તાણી—દયાળું
ક્યાં પતિ ? ક્યાં હુ ! રાજ્ય હવે ક્યાં ?
સર્વ થયું ધુળ ધાણી—દયાળુ

હિરણ્ય— ૨૮

નમાવી શીશ માંગું તાત દ્યો કૃપા કરી,
ત્રિલોક રાજ મ્હારૂં કોઈ ના નડે અરી—નમાવી.
ન પૃથ્વિએ, ન અંબરે, ન રાત્રિકે દિને
ન બ્હાર કે ન ઘર વિષે, ન મૃત્યુ લે હરી—નમાવી;
ન દેવ, કે ન દૈત્ય, નાગ, નર, પશુ પવિ
ન કોઇ જીવ લે સુ અસ્ત્ર શસ્ત્રથી કરી—નમાવી.
સચેત કે અચેત સૃષ્ટિ આપ જે રચી
ન કોઇથી મરૂં હું રાજ રિદ્ધ રે' ભરી—નમાવી.

હિરણ્ય— ૨૯

જાણો અવધિ આવી સુર બાળિકા !
કાજળ ભાળ ભરો નયણે નીર
તન ભૂષણ નાખી દૂર આજ —જાણો
મારી મારી કરૂં ચૂર વિષ્ણુને
કોણ ઇંદ્ર, યમ, અગ્નિ, દેવ ગુરૂ
ત્રપણ સ્નાન કરૂ, રૂધીર ધારપર
જો દુ ભાન ! —જાણો.

---

## અંક બીજો.

વારાંગના— ૩૦

ગાઓ વિજય જય ગાન સખીરી સહુ—ગાઓ વિજય.
વરી વર વાંચ્છિત રાજ અમરાજીત
દે છે દરશન દાન—સખીરી
ગગન શિખર પર નરવરે નીડર
ઉડાવ્યું વિજય નિશાન—સખીરી.

વિશ્વ ધ્રુજાવ્યું, સ્વર્ગ બનાવ્યું
શત્ર તણુ રે, સ્મશાન--સખીર.
નારાયણુ રૂપ, આપ બની ભૂપ,
પાઓ ચરણુ જળ પાન—સખીરી.

પ્રહ્લાદ— ૩૧

થયાં દર્શન સુખકર આજ પિતા મન સફળ થયો અવતાર
થયાં પૂરણુ મનનાં કાજ પિતા મમ સફળ થયો અવતાર.
આનંદ મારાનો પાર નહિ બાપુ! હર્ષે હૈયુ છલકાય
મલકાય, સુખ થાય, ઉભરાય મનમાય, ન સમાય
મળ્યો મને સકળ સુખનો સાજ -પિતા થયા

રાણી-- ૩૨

જો આજ આંગણ સુરજ સુનેગે
સુરજ સુનેગે શોભા નિરાલી અનેરી— જો
ખીલ્યા કમળ, ખીલી ફુલવાડી
વાજત ઢોલ દદામ નફેરી—જો

રાણી—બીજી સાઓ ૩૩

હેતે મારા લાડિલા ગુરુ સેવો
શીખો રાજ નિત રમ સેવો—હેતે.
ગુરૂ શુક છે પરમ પ્રવીણ
દેશે વિદ્યા નવીન નવીન
રહેજો ભક્તિ રમે જળ મીન—હેતે.
યાદ વિદ્યા ભણો ચિત્ત લાવી
જાણો ભવ ભવ વાત નીપાવી
નહિ આવે ગઈ તક આવી—હેતે.
મારા કુવર છો નાનેરૂ બાળ
નથી સમજતા આળ પપાળ
ગુરૂ તાત ને માત કૃપાળ—હેતે
વ્હેલા ગુરૂ દક્ષિણા દઈ વળજો
પિતા ચરણુ કમળ શિશ ઢળજો
આશા અંતરની અમ ફળજો—હેતે.

ઠગ ભક્તો— ૩૪

તનના તાપ હરો. મનના મેલ ધુઓ
ધડુલો ફુટીને નીર વહી જશે—હો જન જાગો.
રાયરે હિરણ્યાકશના કુળ વિષે
પ્રગટયા પૂરણ નામી
ચરણ પ્રલ્હાદનો સેવતાં
જાય ભવ દુ:ખ વામી—તનના.
ઘટ ઘટ રામ રમી રહ્યા
ઘર ઘર મૂરખ ખોળે
કાચીરે કાયાનો કરી ગારઓ
મનખો એમજ ખોળે—તનના.

પ્રલ્હાદ— ૩૫

સ્વર હરિ રસ વ્યજન જગત્ એક શું એક અભેદ
વિદ્યાર્થી—હરિ રસ હિણુ વ્યજન સમા જડ જન મૂઢ અચેત

પ્રલ્હાદ. વિદ્યાર્થી— ૩૬

ભજ મન નારાયણ નારાયણ
કર હરિ પારાયણ પારાયણ
પારાયણ પાર ઉતારે
હરિનામ તમામ સુધારે—કર.
ભણ મનથી શ્રી રસ રામાયણ
રામાયણ માત પિતારે
ગુરૂ શાસ્ત્ર સમાધી ગીતારે—કર.
ધર મન લક્ષ્મિવર લક્ષ્મિવર
લક્ષ્મિવર નિર્ભયતારે અનિરોધ અકામ પિતારે—કર.

પ્રલ્હાદ વિદ્યાર્થી— ૩૭

ભજો રામ નામ પરમ ઉપકારી
અશરણ શરણ મહા ભયહારી—ભજો.
હરિ કિર્તન, હરી સમરણ સેવન
ભાવે કરો નરનારી
એ તપ એ જપ એ ગુરૂ સેવન
વિદ્યા વડી અવિકારી—ભજો.

નિર્ભય પદ હરિ હરિ હરિ બોલો
લે હરિ નામ ઉગારી
વૈભવ બળ વપુ કોઇ ન તારે
દે હરિ જેને મારી—ભજો.

પ્રલ્હાદ—

## ૩૮

ગુરૂવર, રૂષીવર, મુનિવર. દ્વિજવર, સર્વ નકામનું રે.
ભણતર ગણતર, પોથા થોથા સરવે નામનુ રે.
અંધાને આરસી દેખાડો, બ્હેરા પાસે બૂમ બરાડો
પથ્થરે પાણી પાડો ફળ શુ પામશુ રે?—ગુરૂવર.
જોવાને જે આંખો આપો, આપો આપે જોશે આપી
જોશે ઘટ ઘટ વ્યાપી સ્વરૂપ ઘનશ્યામનું રે ગુરૂવર.

હિરણ્ય—

## ૩૯

કોણ ત્રણ લોકનો હુ વિના અધિપતિ? દેવને દાનવો હાથ મારે
સ્વર્ગ સમશાન કર્યું, દેવતા પણ હર્યું પૃથ્વી પાયે નમી શીશ ધારે.
મૃત્યુને મારાને અંતર હુ એકલા, હુ થકા કોણ બળમાં વધારે?
વિષ્ણુને માર સહારો વૈભવ બધો, જોઉ આવે પછી કોણ બ્હારે

પ્રલ્હાદ—

## ૪૦

વાટ અવળીએ ડગલુ ન ભરવુ
કરવુ વિષ્ણુનું સ્મરણ, ચરણ જન્મ બંધ હરણ
હૃદય ધરવુ હો તાત—વાટ.
માયા ફંદમા ફસાઇ નહિ ફરવુ
ભરવુ ભક્તિ ભાવે હૃદય, સદય પ્રેમ પૂર્ણ
હૃદય રૂપ વરવુ હો તાત—વાટ.

પ્રલ્હાદ—

## ૪૧

હરીથી રહી અજાણ જન મારૂં તારૂં કરે.
તે હરી છે મમ પ્રાણ કોણ શીખાવે શાખવે?

પ્રલ્હાદ—

## ૪૨

હરિ અશરણ શરણ દયા રતનાકર
મતિ દે નહિ ખોટી લક્ષ્મીવર
નાથ અનાથ ભજો મુરલીધર—હરિ.

રાણી— ૪૩

સાચું સુખનું શમણું ન આવ્યું રે લાડકડા !
આતે કરમ કઠણુ કયું વાવ્યું રે લાડકડા !
વ્હાર નહીંથી બૂમ ઉઠાવો અમૃતમાં વિષ રેડયું
રાજ પાટમાં લાય ઉઠી તુજ કુમળુ કાળજ વેડયુ રે લાડકડા
મનમાં ઓછું લાવ ન બાપુ ! હુ તુજપર બલિહારી
પ્રાણુ પાથરૂ તુજપર વ્હાલા ! જીવન નાંખુ વારીરે-લાડકડા

પ્રહ્લાદ— ૪૪

હરિ નાણું નવ ખોવુ માતા—હરિ.
એ સાચવતાં જે નીપજે તે
હરિ વિશ્વાસે જોવુ—માતા હરિ
એ નાણુ દઇ રાજપાટ લઇ
મિથ્યા નીર વલોવુ —માતા હરિ
મારનાર કોણુ હરિ રાખે ત્યાં ?
મિથ્યા શાને રોવુ ? -માતા હરિ

રાણી— ૪૫

કરૂણાળુરે આ આંટો આપ ઉખેળો
સંકટમાં કર શિર મેલો.
આ ભવ ભ્રમણા બહુ ઉડી રે
જન ભૂલે ત્યાં મતિ રૂડી રે
કૃતિ ગતિ ઝાલે ચિત્ત કુડારે
શરણાગતને કરી આપો મારગ રહેલો—સંકટમાં.

પ્રહ્લાદ— ૪૬

શરણાગત સ્વામી રહેજો શરણુને સભારી.
આશ્રિત આપ તણો અવિનાશી આવ્યો ભયમાં ભારી
ભક્ત તણા ભય ભંજન લેજો બાનાનુ બીરુદ વિચારી શરણાગત.
આપ મતિ નવ ઓળખી ઉઠયો અલ્પ મતિ હુંકારો
હુંકારો ઉતારી દો હરિ ! ભકિતનો ભાવ વધારો- શરણાગત.

પ્રહ્લાદ— ૪૭

ભજજો શ્રી હરીને પ્રાતે નિત્ત—ભજજો
માત, તાત, પ્રિય બંધુ સૌ હરિ

કહુ છું ફરી ફરીને—પ્રીતે
હરિ ચરણે ચિંતવો ચિત્ત ચાહી
ભવ સાગર લો તરીને—પ્રીતે.
હરિ રાખે નવ કોઇ શકે હણી
હરિ માર્યા રહે મરીને—પ્રીતે.

નવ પ્રલ્હાદ— ૪૮

ઘુમ તનનન હરિ ગુણુ ગાઓ
ગાઓ રે ગુસાઇ!
અગમ નિગમ સૌ સહજ સરલ સુખ—ઘુમ.
ગાઓ ગાઓ પ્રેમ ભરી
આવે ધાઇ ધાઇ હરી
વિપન વિકટ, દુખ સપત્ત, કાંઇ ન પાવો—ઘુમ.

## અંક ત્રીજો.

પ્રલ્હાદ— ૪૯

જેને રામ ઉગારે રે તેને કોણુ મારી શકે?
માર્યા રામના તેનેરે નહિ કોઇ તારી શકે
પાળી પોષી સભાળીરે રાખે ઘર બધ કરી
તુટી રામની દોરીરે જોતાંમાં જાએજ મરી
વરૂ વાઘના મુખમાં રે વગે વન ઘોર વિષે
હરિનું રખવાળુ રે તેને સુખ સર્વ દીશે.

પ્રલ્હાદ— ૫૦

નારાયણુ નિર્ભય નામીરે
શકે ના મારી કો—નારાયણુ
નામ ઠામ ઠામ પૂર પૂર છે
મિત્ર શત્રુ નાથથી ન દૂર છે
ફિકર ન કર વિગર વિહર ગા હરિ મતર
ભય કરો અરિન કોઇ મતિ અપાર ઠાર એકમાં વિરામીરે—
નારાયણુ

કામસેના— ૫૧

રાખો રાખો રસિયા એની છે જરૂર શી?
છે ના હજુરથી જુદાઇ મારે કશી—રાખો.

વિદુષક—લુખે લાડે ના ચાલે શુકન કઇ જોઇએ પહેરાવું આવો આમ
—કામસેના—અરે બસ બસ (જોઇએ)
* નાના મારા સમ ( „ )
હવે જાઓ જાઓ ( „ )
હાં હાં હાં હાં હાં હાં આ શુ ? શું શરમાવો ? રાખો મામ
વિદુષક—હમ———હવે ભભકો.
કામસેના—અરે વાહરે.
ફરમાવો ફરમાન હવે બસ
વિદુષક—આપું અન્ય હુ કામ થવે બસ
કામસેના—કરૂં નકી આ જાન જવે બસ
વિદુષક—દે દે કોલ કમ્મર કશા—રાખો.

## ૫૨

છોકરીઓ—જાઓ જાઓ બાંકે બદે જાઓ જાઓ
બીછાવો બીજે જાળ ભોળી બાળોને ભમાવો—જાઓ.
હું રંગીલી છેલ છબીલી નેન તુકીલો નાર નવેલા
સુદર શએતાન પરે જાયે કુરબાન ખરે
જમાદાર—આવોજી મીલાવો પ્યારી હાથ ચાલો સાથ
છોકરીઓ—હાથને બદલ લ્યો પ્યારા ખાઓ ખાસી લાત
જમાદાર—લાત લ્યો લગાઓ ભલે આઓ પ્યારી આઓ.
આઓ-જાઓ.

ઠગ યોગિની—

## ૫૩

રસ બસ ભીની હો રાજ લગન મારી રસિયા સંગે
તન મનથી લાગી આજ લગન મારી રસિયા સગે
વેલડીઓ ફૂળવંતીઓ નેહ ન ચુકી જાય
જે કઠે વલગી પડી, તે તો ત્યાંની ત્યાંજ સુકાય—લગન
કાળે રંગે કામળી, રગ ન બીજો થાય
દોરડીએ નહિ આંબળો બળો ખાખ થતાં એ મુકાય-લગન
પ્રેમે ભીની પોયણી, ચદ્રો નભમાં દૂર
જે જેની નજરે વસે તે તો નિશદીન તેની હજૂર-લગન
ભાવે ભાવ મળી જતાં, વિષ અમૃત થઇ જાય
ભાવ ભરી રસ ઝીલતાં, વ્હાલો આણું આણું પૂઠ પળાય-લગન

રાણી— ૫૪

હૃદય થથરે અંગો તૂટે ન ચેન કશું પડે
શુકન અવળાં જ્યાં ત્યાં જોને ભુંડાં નજરે ચડે
અશુભ ઉલટું કોને કોને અહાં ! કહીથી નડે
પ્રીતમ મનમાં છાંટો એકે દયા ક્યમ ના અડે ?

રાણી— ૫૫

વિનવી માગું કર જોડ
નાંખો નહિ બાંધ મરોડ—વિનવી.
અતરની આ આપદા અતરમાંજ સમાય
ભડકે ભીતર ધીકતાં રાખ રાખ થઇ જાય
કીડી ઉપર કટક શું ? પેટ ઉપર શી રીસ ?
હઠીલા હઠ છોડી ભજો પ્રેમે શ્રી જગદીશ—વિનવી.

રાણી— ૫૬

મારો લાલ ઘેલો લાડકો શરણે પ્રભુ ચરણે પડયો
લેજો લાખ લાખ ઓવારણા એની માડીનાં એ સભારણાં
એનાં કષ્ટનાં એ નીવારણા અમીદ્રષ્ટિમા નિત રહે પડયો—મારો.
તમ નામની મન આશ છે એવા આશમા અવિનાશ છે
કાલો ઘેલો આપની પાસ છે એ વિશ્વાસથા જીવ આ જડયો—મારો.

પ્રહ્લાદ— ૫૭

અકળ માયાના અભિધામ અભિધામ અભિધામ રે
લગની લગી છે તરા નામ તણી હોજી.
મારી કૃતિના વિચારી, ભકિત તે લોધી ઉગારી
પાયુ પ્રેમ વારા આઠે જામ, આઠે જામ, આઠે જામરે—લગની
અદરને બાંદુજળ આપો ભકિત પરિમલ
રટે અવિચળ હરિનામ, હરિનામ, હરિનામ રે,—લગની.

પ્રહ્લાદ— ૫૮

શીતલ મોહન રસ રયા
સચરાચર છાઇ છવાયા—શીતલ.
ધો દ્રષ્ટિ અસુરો દર્શન લે
એચી લો હરિ માયા—શીતલ

રાણી— ૫૯

આ શુ હૈયાહાર વ્હાલા તારા પર વીતે ?
તારાપર વીતે બાળા મારાપર વીતે—આશું

કોમળ આ અંગે પ્રચંડ પ્રહારો
જોઇ નર્મેરી સ્હી શ્હાટે નહિ ચિત્તે—આશું ?
રોઇ રોઈ મારું જીગર આ તોયે
તારો બચાવ કરૂં બાળ ન કિંચિતે—આશું ?

પ્રલ્હાદ— ૬૦

જય જીવન દયાળુ ગુણ ગાઓ.
અનીહારે દયાળુ ગુણ ગાઓ
જલ થલ વ્યાપક પુરણ પુરણ અકળ—જગજીવન.
પ્રેમ રસે હરિ સનમુખ સહુને
આવી મળે ધાઇ ઉભરાઇ, છલકાઇ,
હરખાઇ, જડુરાઇ—જગજીવન.

સ્ત્રી— ૬૧

સુખ દુ ખ સમજીને સહી રહીએ
પ્રભુ દે વાત સહુ સ્હેજ સુધારી—સુખ.
કરમ લખ્યું નહિ કોઇ મટાવે
હરિ શરણે રહીને સહુ વહીએ— સુખ.

પ્રલ્હાદ— ૬૨

જન હરિ ઝાખો.
તન મન તર ભરો ભરો રસ ઠામ ઠામ દમક ચમક—જન.
થળ થળ કણ કણ હરિ સચરાચર
છોડી કૂડ વીખવાદ વાદ તજ મન વસ્યો—જન.

સર્વ— ૬૩

જય નૃસિંહ રૂપ આપ આ સમેટો.
તમે જગ જીવન રાયા,
પ્રભુ ગુણ વેદ ગવાયા,
કરૂણાળુ વિશ્વ છવાયા,
દયાસિંધુ રૂપ લેટો લેટો આ સમેટો—જય.
અસુરને ધરી અસુર ભાવ માર્યો
ભાર ભૂપનો અપાર આ ઉતાર્યો
ભક્ત આપનો પ્રહલાદ એમ તાર્યો.

તમે લીધા, તમે લીધા બહુ અવતાર
વારવાર જન ઉદ્ધાર ગતિ અપાર
ક્ષમા સાર દયાગાર રમાધાર
રસ વિહાર રૂપ ભેટો, ભેટો આ સમેટો-જય.

પ્રલ્હાદ— ૬૪

બ્રહ્માદિ સિદ્ધ મુનિઓ સુર દેવ ગાય
વાણી થકી સ્તુતિ તથાપિ ન શાંતિ થાય
તે નાથ આ અસુર નીચની ઝાલી બાંય
એવા દયાબ્ધિ હરિ ભકત પુઠે પળા
આ સર્વ આપ જન કિંકર ભકત ભૂપ
વાત્સલ્ય ભાવ વરસો તજી રૂદ્ર રૂપ
છો આપ ભૂત ગણના સુખવાની ધૂપ
દ્યો પ્રેમ શાન્તિ સૌને હરિ હે અનૂપ
વિદ્યાકલા ધન નહિ કુલ જાતિ જોઇ
પુજા ઉપાસન નહિ જપ મંત્ર કોઇ
અર્પૂ પદે હૃદય ભકિત-સુધાથી ધોઇ
છો નાથ આપ સચરાચર સર્વ કોઇ

સર્વે— ૬૫

કેશરધર કરૂણાકર હેમસુંદર
રવિકોટીક કર કાન્તિ હે નૃસિંહ દુર્ધર—કેશર.
દુર્જન હર સુખકર શુભ પ્રેમ નિર્ઝર
શકિતધર રમણીવર રસ શાન્ત નિર્ભર
ચાપોકર જન જનશીર ક્ષેમ મંદિર
દાતા, ધાતા, ખ્યાતા,
જગધારી, જયકારી, રહુંવારી
હે દયાંબર——કેશર.

